જ્યારે ઠીક લાગે ત્યારે ત્યારે મુંબાઇ આવીને રહેવાનું કબુલ કરાવ-રાવ્યું. 'દીકરો એક અને દેશાવર ઘણા' એવું થાય, કેશવચંદ્રને તેમની પ્રકૃતિને માટે ચિંતા રહે અને દોડાદોડ કરવી પડે, આવી-તેવી બધી બાબતો તેમને સમજાવવામાં આવી. માથે મુરબ્બી હોય તે તો સારું. ગજરાને એ ગમતું હતું.

એ દિવસ રસિકલાલ રહ્યો. ત્રીજે દિવસે એ જનાર હતો, તેથી વખતસર રસોઇ કરવામાં આવતી હતી એટલામાં આ નાના ગામમાં કદી નહિ આવેલી એવી એક મોટરગાડી આવી પહોચી. લોકોએ ઘર બતાવવાથી તે કેશવચંદ્રના ઘર આગળ આવીને ઉભી રહી. ફળિયાનાં છોકરાં અને લોક એકઠા થઈ ગયા. કેશવચંદ્ર તથા રસિકલાલ પણ 'કોણ આવ્યું?' તે જોવાને બહાર નીકળ્યા. મોટાર ફરીને ઉભા રહેતાંવાંત ચંદુલાલ તેમાંથી બહાર નીકળ્યો. રસિકે સામા દોડી જઈ 'સેકહેંડ' કરી અને તેણે કેશવચંદ્રનો હાથ હલાવ્યો. વિજયાએ ઘરમાં દોડી જઇ તેના પિતાને બહાર મોકલ્યા અને ગજરાને તેના ભાઈ આવ્યાની વધામણી આપી. ડોસાએ બહુ વિવેકથી ચંદુલાલને ઘરમાં લઈ જઇ બેસાડ્યો.

ગામના લોકો નાતના સંબંધીઓ અને કેશવચંદ્રનાં માબાપ વગેરે સૌ વહેવાઈની પ્રભુતાથી ખુશ થયાં. ડોસીના મુખમાંથી તો એવા ઉદ્ગાર નીકળ્યા કે 'હું તો સોસો મોઢે જાણે હરખું, મારે આ તે શું સોના સરખું?' રૂપ ગુણ પૈસો વૈભવ અને માન સૌ એક ઠેકાણે મળવાથી બહુ શોભા આવી. સગાઓ ગામના સારા સારા માણસો વગેરે સૌ મળવા આવ્યા. બહુ આગ્રહ કરવા છતાં ચંદુલાલે જમવાની ના કહી એટલે શકુનનો ગોળ આપી પતાવ્યું ને સૌના આશીર્વાદ સાથે રસિકલાલ ચંદુલાલ અને ગજરા અમદાવાદ જવા મોટારમાં બેઠાં. 'તમો સૌ આવતે અઠવાડિયે જરૂર જરૂર પધારજો.' એમ બહુ આગ્રહથી ચંદુલાલે કહ્યું ને મોટર ચાલી.

**સમાપ્ત.**